ધી ક્વીન વિક્ટોરીયા

# સીનેમા

મોટી ઘડીયાળ આગળ સુરત.

## ગેબી મદદગાર

યાને.

## હસ્તો બુરખો.

૫૦૦૦૦ ફીટ ૪૦ ભાગમાં.

## ઇનામ

છેલ્લે સુધી અડધીઆં સાચવી રાખજો છેલ્લે દિવસે રોકડ રૂા. ૧૫૦

શનીવાર તા૦ ૩૧-૩-૧૭ થી શુક્રવાર તા૦ ૬-૪-૧૭ સુધી

બે હપતાનો ટુંકસાર.

દોહરો:—" અખતર " આફતમાં સર્વને, નિશદિન તેનો આધાર છે.
સહાયક તે સકળ સૃષ્ટિનો, જે " ગેબી મદદગાર " છે.

કીંમત રૂા૦ ૦ ૦ ૬

# બનામે જહાંદાર, જહાં આફરીં.

## (દિબાચો.)

હજારો શુક્ર છે તે પાક પરવર દીગારના કે જેણે કુલ જહાન, પેદા કીધી છે. જે તમામ જગતનો માલીક છે. જેણે આ જગતમાં દરેક ચીજ ઉપર આદમ–જાદ યાને માણુસને સરદારી આપી છે. અને સર્વથી વધારે કીમતી રત્ન અકકલ તે અકકલ આપી છે. અને તેજ અકકલથી કાળાં માથાંનાં માનવી શું નથી કરી શકતા ? વીસમી સદીમાં હજારો હુન્નરની ઉથલપાઠલ થઇ તેમાં "સીનેમા" ના હુન્નરે બસ કમાલ કરી નાંખી છે. તમામ મહેનતથી થાકેલા ઇનસાનને ખાતર બે કલાકની મોજમજાહનું સાધન ખાસ "સીનેમા"જ છે. તેમાં સર્વથી મુખ્ય બાબત "ફીલમો"ની છે કે જેની ઉપર તમામ "સીનેમા"ના બીઝનેસનો આધાર છે. કારણ કે સારી ફીલમો હોય તોજ સીનેમાનો બીઝનેસ સુધારી શકે આ અદના " કવીન વિકટોરીયા સીનેમા" કે જે ફકત આઠ મહિનાનું હજી બાળક છે જેણે પોતાની "ઓપનીંગ નાઇટ" યાને શરૂઆત "સાલમ્બો" પ્રેટીઆ" મારશેલા" આતીશે ઇશ્ક" "સરકસની સુંદરી" વીગેરે નામ ચીન ફીલમોની સાથે "બ્લેક બૉકસ" "દશલાખનો દલ્લો" "ઝુંદોરા" જેવી નામચીન સીરીયલોથી કીધી છે. અને જેની તારીફ સુરતની સીનેમાની શોખીન પ્રજાએ બાબજા કીધી છે. જેથી અમોને કાંઇક નવું કરી બતાવવાની ઉલટ થઇ છે તેટલા માટેજ "ખાસ સીઝન માટે" નામચીન ફીલમ મેકર "પાથે"ની "ગેબી મદદગાર"ની અતી પાવરફુલ સીરીયલ સુરતની શોખીન પ્રજા સનમુખ મુકીએ છીએ કે જે મેળવવા માટે અમને ખરચનો ભારે ભોગ આપવો પડયો છે. પણ આશા છે કે સુરતની શોખીન પ્રજા (કવીન વિકટોરીઆના માનવંતા પેત્રનો) અમોને જે આશરો આપતી આવી છે તેથી વધુ આશરો આપશે તો અમે અમારી મહેનતનો અને ખરચનો બદલો મળી ચુકેલો સમજીશું. અને અમને ઉમેદ છે કે પરવર દેગારની મહેરબાનીથી એક એકથી ચઢીયાતી સીરીયલ ફીલમો સુરતની કદરદાર પ્રજા સનમુખ રજુ કરીશું.

લી॰ માલીક,

"કવીન વિકટોરીઆ સીનેમા."

લેખકઃ—બી. બી. પટેલ ઉર્ફે "અખતર."

---

# ગેબી મદદગાર.

## પ્રકરણ ૨૫ મું.

" ચમન ઉજડ ગયા મેરા ખિઝાંને ફાનીસે.
જબાપે કાંટે ઉગે આંસુઓંકે પાનીસે."

અને ખરેખરજ તે નિરાશાના નિશ્વાસ સાથે અફસોસના ઉદગાર મેળવની નવયોવના કુમારીકા મારગેરીનો જોબન બાગ ડેવીડના વિયોગરૂપી પાનખર રૂતુથી સુકાઈ ગયો હતો, તેની આંખોના પાણી અત્યારે પણ વહેતાં હમા, ને પાસેના આરસના ટેબલપર પડેલો ડેવીડનો ફોટો ભીંજવતા હતા.

ડેવીડ ગુમ થયા પછી બુરખાવાળાના કહેવાથી જો કે મારગેરીએ સબુરી પકડી હતી, પણ હવે તે ધીરજની હદ આવી હતી, તેથી બુરખાવાળાએ આપેલી ચીઠી ફરી ફરી તે વાંચતી, તે પર અનેક તર્ક વિતર્ક કરતી, શંકા ધરતી, તેણી રડતી હતી, એટલામાં ટેબલના કાચમાં નિર્મળ ચંદ્રમાં જેમ પૃથ્વીનું પ્રતીબીંબ પડે તેમ એક કાળું પ્રતીબીંબ પડયું, ને મારગેરી ચમકી, શોક ધ્યાનમાંથી ઝબકી ઉઠી.

તેણીએ પછવાડે જોયું, ને તે કાળા લાંબા આકાર તરીકે લાર્ડીંગ મારકને ઉભેલો જોયો, તેણે નાકપર આંગળી મુકી મારગેરીને જણાવ્યું, "દરેક વાત ધીમેથી કર, છોકરી, બાજુના દીવાનખાનામાંજ તારા બાપ ગોલ્ડન સાથે પોલીસો બેઠા છે.

"ઠીક ધીમેથી બોલું છું, પણ કહે, સાચુ કહે, ઓ, ગેબી પુરૂષ, શું મ્હારો વ્હાલો ડેવીડ નક્કીજ જીવતો છે? બોલ, ભલા દોસ્ત અંતરનો પડદો ખોલ," તેણીયે કરગરી પુછ્યું;

"ખરૂં કહું છું કે ડેવીડ જીવતો છે. તે અજબ રીતે બચી જવા પામ્યો છે," એમ કહી ધીમેથી તે ભેદી પુરૂષે કબ્રસ્તાનની ઇમારતમાંથી ડેવીડ કેવી રીતે બચ્યો, એ સઘળું વિસ્તાર પુર્વક કહયું.

"ત્યારે હવે એ મ્હને કયારે મળશે, મ્હને એના વગર બીલકુલ ચેન પડતું નથી,–અરેરે,–"

" તાદિનતેં તલકંત, જાદિનંત બિછુડા ભયે;
યાદ ન ચુકત ચિત, "રા" દિનપ્રતિ દેખત રહત.

જે દીવસથી તે વ્હાલા મિત્રનો વિયોગ થયા છે, તે દીવસથી દીલ તલસયા કરે છે, તેમ અંતરથી યાદ ચુકાતી નથી, અને હમેશાં હું તેમની રાહ જોયા કરૂં છું" આંખમાં આંસુ સારતી પ્રેમની પીડાથી પીડાતી તે પદમણી જાતની કુમારીકા મારગેરી બોલી.

"હં, એમ છે,–વારૂ, ત્યારે, હું એ તમારા મીત્રની જગ્યા લઉં–અને મ્હારા દીલમાં તમોને જગ્યા દઉં, તો કેમ?" તે હસતા બુરખાવાળાની કોણ જાણે આ એકાંત જોઇ બુધ્ધી ફરી, કે કોણ જાણે, દશા ફરી–પણ તે હસતો લાર્ડીંગ મારક આમ બોલ્યો.

• મારગેરીને તો આ સાંભળી ક્રાત્રની જ્વાળા પગથી માથા સુધી પહોંચી, છતાં તેની દરકાર કર્યા વગરજ કઠે કલેજે તે એખી પુરૂષ બોલવા લાગ્યો.

"જાની પિયારી દુલારી હમારી,
"શાદી કરો અબ હુકમ જાન.

"ચુપ! બંધકર ઝબાન! એ! મ્હને જીવનદાન દેનાર ખાનદાન, તું આજે બે ઇમાન બની આ શું બ્યાન કરે છે? મ્હને આટલું કહેવાની હીમત કરનાર તું છે કોણ?" એમ કહી ઉશ્કેરાઈ મારગેરીએ તે બેદી શખ્સના ચેહરાનો બુરખો જોરથી પકડ્યો, પણ એ વખતે દરવાજાપર બારીક ખખડાટ થયો, ને બુરખાવાળો ચમકી બોલ્યો (!) સબુર કર, હું તને ચીડવનાર સતાવનાર કોણ છઉં તે પછી કહીસ, જો હમણાંજ કોઇ આપણી તમામ વાતો બહાર સાંભળે છે," એમ કહી તે ઉતાવળે દરવાજા તરફ દોડ્યો, ને દરવાજો સંભાળથી ઉઘાડ્યો તો સામી જેનલીને ન્હાસતી જોઇ.

જેનલી રીગરની મલતાવડી છે, એ લાફીગ સારી રીતે સમજતો હોવાથી તુર્ત સમજી ગયો કે તેણી નકકી બાજાના દીવાનખાનામાં પોલીસને ખબર આપશે, ને તેમજ થયું, તે છુપી નાગણે પોલીસને જઇ કહ્યું કે "મારગેરીના ઓરડામાં લાફીગમાન્ક છે!—

પોલીસો તો એજ માટે અહીં જપતપ કરતા હતા તેથી તેઓ તુર્ત ઉઠયા પણ એજ વખતે દીવાનખાનાના દરવાજા વચ્ચે પીસ્તોલ સાથે લાફીગ રજુ થયો, તેનો ગંભીર મેઘના જેવો અવાજ પોલીસોને કાને પડ્યો "મ્હને પકડવા કોશીશ ન કરો, પણ સાંભળો, આ દાસી જેનલી, લોખંડી દસ્તવાળા લીગરની મલતાવડી છે. તેણીથી સાવચેત રહો" એટલું કહી પોલીસો કંઇ પણ પ્રયત્ન કરે એ પહેલાં દીવાનખાનાનો દરવાજો બંધ કરી વાયુ વેગે તે એક ઘડીયાલ નીચેના ભોંયરામાં કુદી પડ્યો, ને પોલીસો દરવાજો ખોલી આ ભોંયરામાં પાછળ આવે, એ પહેલાં તો અનેક બેદી માર્ગો વટાવતો તે વિચિત્ર શખ્સ બહાર પડ્યો ને હજુ તે જેવો બહાર જઇ ઉભો રહ્યો એટલામાં ઘેરમાથી જેનલીને ચોરની પેઠે છુપાઇ નીકળતી જોઇ,

"નકકી તે બલા લીગરને બાતમી પગાડવા જતી હોવી જોઇએ" બુરખાવાળો મનમાં બબડ્યો, ને તુર્તજ ચાલાકીથી એક મોટરમાં બેસી, એક એકાંત હોટેલ તરફ ન્હાસતી જેનલીની પુઠે એ આ બેદી શખ્સે નજદીકમાં ઉભેલી પોતાની મોટર દોડાવી મકી, ને જેનલીની પહેલાં જઇ પહોંચી, હોટલમાં પોતાના વિશ્વાસુ ડરાઈવરને મોકલી જેનલી કયા ઓરડામા જાય છે, તે જાણી લેવા કહ્યુ.

ચાલાક ડરાઇવરે અજબ યુકિતથી જાણી લઇ લાફીગને આવી કહ્યું, 'તેણી ૩૦૭ નંબરના ઓરડામાં ગઇ છે," બસ, આટલી બાતમી મલતાંજ નટ જેમ લીલા માત્રમાંજ દોરડાપર ચઢી જાય, તેમ આ નટના જેવો બેદી બુરખાવાળો હોટેલની પાછળના ગટરના નળો પકડી ૩૦૭ નંબરના રૂમની બાજુની નાની અગાશીમાં જઇ પહોંચ્યો. ને અંદરની વાત સાંભળવા લાગ્યો, તો તેની ખાત્રી થઇ, કે જેનલી લીગરને સઘળો હેવાલ જણાવતી હતી, ને તેથી હવે લીગરને કેમ સપડાવવો એ વિચાર કરે. એટલામાં જેમ શિકાર પર તીર તાકતા શિકારીને પાછળથી સાપ આવી ડંખ મારે, તેમજ આ બેદી બુરખાવાળાપર પાછળથી એક જોરાવર ફટકો પડ્યો, ને પડતાંની સાથે બીજો ત્રીજો ને ચોથો એટલામાં તો લીગરને તેના મીત્રો પણ દોડી આવ્યા ને બુરખાવાળાને પકડી લીધો.

આ બેદી શખ્સને સપડાવનાર, ને એકદમ હુમલો કરનાર પોતાના મળતીઆને લીગરે શાબાશી આપી, ને પછી આ ખુરશીપર બેઠેલા તે વિચિત્ર વેશધારી તરફ તે વળ્યો, ને તે દુશમનનો બુરખો ખેંચી લીધો,—તો, અહા. તે કોણ હતો? પુછો ક્વીન વિક્ટોરીયા સીનેમા

## પ્રકરણ ૨૬ મું.

" મય તો હું શહે ચાર પયે ઉસ્તાદ હય મેગ,
" કરનેકો બિસમીલ કાતીલ જલ્લાદ મીલા મેરા.
" બદ હય વોહ બેદાદ સીતમ ઇજાદા મીલા મેરા.
" કયદ કીયા આગનદકો યે બેનયાદ મીલા મેરા.

કંઇક તોર્થ, અગળ પાછળના વેરથી, આ વિચત્ર દુસ્મન ( ગેબી ખુરખાવાળા ) થી ચમકી લોખંડી પંજાવાળો લીગર બોલ્યો, કેમકે તે ચહેરે, લગભગ કબ્રસ્તાનમાંથી ઉઠી આવેલા પીસાચના જેવો ભયંકર ને ડગમગો હતો. ને લીગરના પંજામાં ઝપડાયા છતાં તે હસતો હતો.

લીગરે તે ભેદી શખ્સના હાથ પર ચળકતી હીરાની વીટી ખેચી લીધી, એટલામાં હોટેલના બટલરે દરવાજો થોકયો. બદમાશો ચમકયા, ને આ ભયંકર મુખમુદ્રાવાળા ભેદી શખ્સને એક બાજુના ઓરડામાં ધકેલી દીધો, ને પછીજ હોટેલના એક ખાનદાન ઉતારૂની માફક શાન્તીનો ડોળ ઘાલી દરવાજો ખોલ્યો.

જાણે કશામાં ન હોય, તેમ લીગરે સભ્યાતાથીજ બટલરને અંદર આવવા દીધા વગરજ તેના હાથમાંથી નાસ્તાની પ્લેટ ઝીચકી લીધી, ને ફરી દરવાજો અંદરથી બંધ કર્યો,

જ્યાં ખુશાલીની ઝમાગી ઉછળી રહી હોય, જ્યાં આંજે જનમનો દુસ્મન કબજામાં આવ્યો હોય ત્યાં ખાવાનું કોને ભાન રહે ! કોઇએ તે નાસ્તા તરફ લક્ષ કર્યું નહિ, પણ ફરી તે ગેબી ખુરખાવાળાને બહાર કઢવા તેઓ પેલા રૂમના દરવાજા તરફ ગયા, પણ આશ્ચર્ય, બદમાશોની નિરાશી વચ્ચે તે દરવાજો અંદરથી ખુરખાવાળાએ બંધ કરેલો માલુમ પડયો.

ત્યારે હવે શું કરવું !

શું કરવું શું, દરવાજો તોડી તે દુસ્મનને ઠાર કરશું, તેનું માથું કચરશું, પણ સબુર, " તે પહેલાં ગોલ્ડનપર પત્ર લખી આપણે જેનલી પાસે પેલો જરૂરી નકશાનો અરધો ભાગ મંગાવી લઇએ " એમ કહી લીગરે તુરત સર ગોલ્ડનપર એક ચીઠી ચીત્રી કાઢી, જેમાં જણાવ્યું કે, "તારો સેકરેટરી ડેવીડ જીવતો છે, તેને અમે પગ્નેજ કય છે. તેમજ આજે તારા મદદગાર પેલા ભેદી ખુરખાવાળાને પણ પકડયો છે—કેદ કર્યો છે તે. હવે આ જેનલી સાથેજ તે કીમતી કાગળ આપીશ તો પકડેલા બનેને છોડી મુકવામા આવશે નહી જે, પરિણામ કેવું આવશે, ને તારેજ કલ્પના કરી લેવી, વિગેરે— "

જો કે ડેવીડ કંઇ આ પાપી બદમાશના પંજામાં સપડાયો નહોતો, પણ મારગેરીને ભેદી ખુરખાવાળા વચે થયેલી વાતચીત સાંભળી જેનલીએ જે ડેવીડ જીવતો હોવાની લીગરને બાતમી આપી હતી તેના પરથીજ આ બદમાશે ગપ મારી ગોલ્ડનને ડરાવવાનું નકકી કર્યું ને તે મુજબ ચીઠી લખી જેનલીને ગોલ્ડનને ત્યાં રવાને કરી, ને પછી તે સઘળા શયતાનોએ સાથે મળી પેલા રૂમનો દરવાજો તોડવા માંડયો.

અંદરથી દરવાજો બંધજ રાખવા ખુરખાવાળો જબરી કોશીશ કરતો હતો, છતાં લોહારના હથોડા જેવા એક લાકડાના ટુકડા વડે બદમાશોના દરવાજાપર પડતા ફટકા સામે દરવાજો કેટલીવાર ટકકર ઝીલી શકે ? દરવાજો તુટવા લાગ્યો, એટલામાં ખુદ બદમાશોવાળા ઓરડાના કલમદાનનો કાચ તુટી નીચે પડયો, ને બદમાશોએ ચમકી પાછું વળી જોયું, તો બીમારના બીછાના તરફ ડોકીયાં કરતાં જમની માફક પોતાના તરફ ડોકીયા કરતા પોલીશ અમલદારને બદમાશોએ જોયો.

આમ એકાએક પોલીશને જોઇ વાંચનાર તું અજબ થવા પહેલાં બુરખાવાળાની અક્કલનો વિચાર કરજે, કેમ કે ઓરડામાં બંધ થતા બુરખાવાળાએ ઇલેકટરીક બતીનો તાગ કાપી, તે વડે તારની માફક સીગનલ કરી હોટેલના વડા પાસેથી ૩૦૧૭ નંબરનાં રૂમમાં મદદ માગી હતી ને તેથીજ આમ પોલીસને લઇ હોટેલનો વડા ત્યાં આવી પહોંચ્યો. પણ અંદરથી રૂમ બંધ જોઇ પોલીસોએ કલમદાનના કાચ ફોડી અંદરનુ દ્રશ્ય જોયું, તે લીગરને તેના જોડીદારો નહાસે એ પહેલાં દરવાજો તોડી તેઓ અંદર કુદી પડયા

પણ—પાંજરામાંથી પંખી છટકે, નીશાનમાથી તીર છટકે, તેમ તે બદમાશ લીગર અને તેના જોડીદારો છટકયા બારીએથી કુદી નાઠા જો કે સપડાયલા દુશ્મન ( ગેબી બુરખાવાળાને ) છોડી જવા તેઓને ગમ્યું નહી પણ પોલીસદાદાના પોકારોએ તેઓને તેમ કરવા ફરજ પાડી. મામલો એતી જઇ લીગરે પોતાના જોડીદારોને કહયુ.

"જાઓ, જલદી જાઓ, ને ગોલ્ડનને ત્યાં પેલો કીમતી કાગળ લેવા ગયેલી જેનલીનને પાછી વાળો, હવે તેણી સપડાશે કેમકે આ ભેદી બુરખાવાળો આપણી હીલચાલ તમામ જાણે છે. તે છુટો થતાં ત્યા દોડશે માટે અટકાવો " અને લીગરનો એ હુકમ સાંભળી તે લુચ્ચાઓ બારીયેથી કુદાવી તુર્ત નીચે ઉભેરી મોટરમાં જગ્યા લઇ દોડયા જ્યારે લીગર બાજુના મોહોલ્લામાં પક્ષીના જેવી ઝડપથી અદ્રષ્ય થઇ ગયો

બીજી બાજુ ઓરડાનો કબજો લેતાં પોલીસોએ પહેલાં અંદરના બીજા રૂમમા પુરાયેલા ભેદી શખ્શને છુટો કરવાની પહેલી ફરજ વિચારીને તુરત દરવાજા આગળ જઇ પોલીસના વડાએ અંદરથી દરવાજા ખોલવા ફરમાવ્યું.

તુર્ત દરવાજો અંદરથી ખુલ્લો થયો ને પોલીસના વડાએ શું જોયું ? એક મોઢાપર કોઢ નીકળ્યો હોય, એવી બદ સીકલનો એક આદમી, કે જે બુરખાવાળાનું બુરખો દુર થતાં દ્રષ્યમાન થતું મુળ રૂપ હતું.

તે વિચિત્ર શખ્સે બહાર નીકળતાંની સાથેજ મોઢાપર કાળો બુરખો બાંધી લીધો, ને તે તેની બદસુરત છુપાવતો હશે એમ ધારી પોલીસે તેમ કરવા દીધું, પણ બુરખો બાંધી લેતાં તે શખ્સે પુકાર્યું, "દોડો, જલદી દોડો, સર ગોલ્ડનને લુટાતો બચાવા જલદી દોડો, કેમકે લીગર તરફથી એક શયતાન બલા ગોલ્ડન પાસથી કીમતી કાગળીયા લેવા ગઇ છે."

ને એ સાંભળતાં પોલીસો પણ એક યત્રવત બુરખાવાળાની સાથેજ ખેંચાયા, બહાર ઉભેલી તેની મોટરમાંજ સઘળા ચઢી બેઠા, મોટર પુર જોસથી દોડાવા, ને બદમાશોની આગળ પહોંચવા એક ટુંકે રસ્તે રેલ્વેના ફાટક આગળથી મોટર દોડાવી. સામે રેલ્વે દોડી આવતી હતી, છતાં સાહેસ બુરખાવાળાની મોટર પસી ગઇ, ફકત એકજ મીનીટની ઢીલ થઇ હતે, તો બુરખાવાળા સાથ પોલીસોનાં પણ સો વર્ષ આજેજ પુરાં થતે. પણ સારૂં થયું કે તે અણીના વખતમાંથી મોટર પસાર થઇ ગઇ, ને ટ્રેન નીચે કચડાતી બચી ગઇ.

આવા ભયંકર મામલા વચે પણ બરાબર કરેકટ ટાઇમે બુરખાવાળો ગોલ્ડનને ત્યાં પહોંચ્યો, ને પહોંચતાંની સાથ. મોટરમાંથી ઉછળી દીવાનખાનામાં કુદયો, ને જેનલીને લાચારીથી ગોલ્ડને સ્વાધીન કરેલું પેલું કીમતી કાગળ તે શયતાન બલાના હાથમાંથી ખુંચવી લીધું—ઝુંટવી લીધું.

પોલીસોએ તેણીને પકડી લીધી, ને તે શયતાની બલા પોતે ફસાયેલી જોઈ આ બુરખાવાળાને ફસાવવા યુકિતથી હસતી બોલી—ફીકર નહી, હું પકડાણી પણ હવે તમે આ બુરખાવાળાને પણ

સુખેથી પકડી શકશો, કેમકે "પોલીસને થાપ આપી ફરનાર બ્લાકીંગ માસ્ક ખુની તે પોતેજ છે"

પોલીસ ચમક્યા, તે સાથે બ્લાકીંગ પણ ચમક્યો, ફક્ત ખુલાસો કરવાનો સમય નહી હોવાથી તે જેમ હાથમાં પકડેલી ચીડીયાં ઉડી જાય, તેમ દી છટક્યો, બાજુના દરવાજામાંથી આમ તેમ ન્હાસી મારગેરીના ઓરડામાં ગયો, કે જ્યાં તેણી એકલી બેઠી હતી.

"મહેરબાની કરી મને છુપાવ" અંદરથી દરવાજો બંધ કરતાં તે ભેદી શખ્સ બોલ્યો.

"પછી છુપાવું, પહેલાં તારો ચ્હેરો દખાડ, કે તું કોણ છે?" મારગેરી વખત જોઇ બઉદ થઇ બોલી–અને નાચારીયે તે ભેદી શખ્સે પોતાનો બુરખો દુર કર્યો, ને અંદરનો કોઢીયો ભયંકર ચહેરો જોતાં મારગેરી ચમકી સુગાઇ એકદમ પાછી હઠી.

"શયતાનનો ચહેરો," તેણી ભય પામી બબડી.

"ગભરાના, ગુલબદન, એ તો ચહેરાપર કલર ને કાપુસની બનાવટ છે, સબુરકર હું ધોઇ આવું છું" એમ કહી તે ભેદી શખ્સ ઉતાવળેજ પાણીના પીપ આગળ ગયો, ને એક પળમાંજ પોતાનો ચહેરો સાફ કરી મોઢાપર બુરખો પહેરી આવ્યો, ને પછી ધીમેથી બુરખો ઉંચો કરી મારગેરીને મુખદર્શન કરાવ્યું, તેણીયે એક ખુશાલીની ધીમી ચીસ પાડી.

તુર્ત તેને (ભેદી બુરખાવાળાને) મારગેરીયે અંદર ઓરડામાં છુપાવી દીધો. એટલામાં પોલીસ ત્યાં તપાસ કરવા આવ્યા, પણ મારગેરીયે "ક્સેકા તીન પાઉ" કરી પોલીસોને એવા ઉડાવ્યા કે તે બીચારાને બોચી ખંજવાળતાં રસ્તોજ માપવો પડયો. પોલીસો ગયા પછી તે ભેદી બુરખાવાળાને મારગેરીયે બહાર કાઢયો ને તેઓ બને ભેટી પડયા, જાણે સગા માદીકરી, જાણે પુરાણાં આશક માશુક, અથવા સગાં ભાઇ બ્હેન, એવાજ હેતથી તેઓ મળ્યાં, ત્યારે તે બુરખાવાળો કોણ હશે? કદાચ મારગેરીને એક ભાઇની નવાજેશ તો નહી થઇ હોય, હોય બાવા, ભાવિષ્યના ભેદમાં અંધારા શીવાય અમને તો કંઇ દેખાતું નથી, પણ તમે તો જરૂર જોઇ શકશો.

## પ્રકરણ ૨૭–૨૮ મું.

"વહેમનું અંજન થયે, ઇનસાન થાતો આંધળો;
"કંઈ દોરડામાં સાપનો ભય ધારતો ઉતાવળો.

અને તેમજ આ સર ગોલ્ડનનું થયું હતું, તે અંજાઇ ગયો હતો, ને આ ગેબી મદદગાર પણ નકકી પોતાનો છુપો શત્રુ છે, એમ વ્હેમથી માનવા લાગ્યો, ને દોરડામાં સાંપ માનવા લાગ્યો, તેથી તેને પકડાવા તે પોલીસને મદદ આપવા તૈયાર થયો.

અત્યારે પોલીસ ને સર ગોલ્ડન તે ભેદી બુરખાવાળાને સપડાવા મસલતો કરતા હતા, એટલામાં ટેલીફોનની ઘંટી વાગી, ને ગોલ્ડનની સુચનાથી પોલીસ વડાએ વાત શરૂ કરી, સામેથી એક પોલીસનોજ અવાજ આવ્યો, "અમે તે ભેદી શખ્સના રહેઠાણનો પતો મેળવ્યો છે, પેલેસેડ પાર્કની ટેકરી પર આવેલા ઉજડ ખંડેરમાં તે અત્યારે બેઠેલો છે, હમણાંજ તેનો એક વિશ્વાસુ માણુસ આવી તેને ખાવાનું પહોંચાડી ગયો છે, હજુ મેં તેનાપર દેખરેખ રાખી છે માટે તમે જલદી તેને પકડવા આવો."

તે ખીલેલી સંધ્યાની સોનેરી પ્રભાનો પ્રારંભજ થતો હતો, ને તેથી આ ડેલાઇટના છેલા અજવાળામાં પાપી ખુનીને પકડવા—અર્થાત્ત બ્લાકીંગ માસ્કને સપડાવા તુરત પોલીસો અને ગોલ્ડન મોટરમાં ઉપડયા, તેઓ એકદમ ગયા, કહો કે વીમાનની માફક ઉડયા, પણ ત્યાં જતાં તેઓએ શું જોયું? તે ટેકરીની નજદીક મારગેરીને ફરવાની નાની મોટર પડી હતી.

ખર ગોલ્ડન ચમક્યો, તો પણ તે પોલીસ સાથ ટેકરીપરજ ચઢ્યો, તો દુર એ પાંચ આકારો ટેકરીની કીનાર ઉપર ઘુમતા હતા, તેની પણ તેઓની નજર પડી, ને ગોલ્ડન ચમકી ઉઠ્યો "અરે, એનો લીગરને તેના જોડીદારો છે—પકડો, પકડો."

પકડો, પકડોની, મોટી ભયંકર ધુમથી તે પહાડી ટેકરી પડઘો પાડી રહી, લીગરને તેના જોડીદારો ચેત્યા, પણ ત્યાં તો પોલીસોએ આવી તેઓને દબાવી દીધા, સાયંકાળના તે બે પાર્ટી વચ્ચે સંગ્રામની આગ સળગી ઉઠી, એક મોટી ઝપાઝપી પછી પોલીસો બદમાશોને પકડવામાં ફતેહમંદ નીવડયા, પણ લીગર હાથીના જેવો બળવાન લીગર તેઓને હાથતાળી આપી છટક્યો, પોલીસો પાછળ પડયા, પેલા ઝાપરામાં લીગરે આસરો લીધો, ને અંદરથી દરવાજો બંધ કીધો, પણ પોલીસોએ તોડવાની ધુમ કોશેશ ચલાવી, ને તેજ વખતે લીગર ઓરડાની બારી કે જે નીચે ટેકરીને ઘસી ચાલતી વહેતી ઉંડી નદીમાં પડતી હતી તે વાટે, નદીમાં કુદી પડયો.

પોલીસો તે લુચ્ચાની પાછળ નદીમાં પડી શકયા નહીં. તેઓ જ્યાં ગોલ્ડન ઉભો હતો, ત્યાં આવ્યા, એટલામાં ટેકરીની નીચે પીસ્તોલનો અવાજ શંભળાયો, ને પોલીસોએ નજર કરી તો લાર્ડીંગ મારકને પોલીસની મોટરના ટાયરમાં ગોળીઓ મારી પંચર કરતો જોયો, તેની સાથે જાણે આકાશમાંથી ઉતરેલી કોઇ દેવી હોય, એવી એક છુટા સોનેરી બાલવાળી પાણીથી ભીંજાઇ તરબોળી થયેલી નવ યૌવના નારી દેખાતી હતી, કે જેણીએ પોલીસોને ટેકરીપરથી નીચે દોડી આવતી જોઇ પેલી બીજી પડેલી નાની મોટરને દોડાવી મુકી, ને તેમાં લારીંગ મારક તેણીની બાજુમાંજ કુદી પડયો ને પોલીસોને હાથતાલી આપવા માટે તે ઉંચા હાથની સીગનલ કરી દોડતી મોટરે પોલીસોને ચીડવવા લાગ્યો.

પોલીસો ગુંચવાડામાં પડયા કે અમારા માણસે પહેલાં અહીં ટેકરીપર લારીંગને છુપાયેલો જોયો હતો, તો અહીં લોખંડી દરત લીગર કયાથી નીકળી પડયો આ બુરખાવાળાની મોટર હાંકનારી ઓરત કોણ ? શું લીગરને બુરખાવાળો એક છે ? તેઓ પોલીસને થાપ આપવા આમ બાજી ખેલે છે ? શું ભેદ છે એ એકજ સ્વાલ પોલીસોના દીલમાં ગુંચવાડો પેદા કરી દીધો, ને અમે પણ તમારા દીલમાં ગુંચવાડો પેદા કરવા, અહીં લીગર કેમ આવ્યો ? બુરખાવાળાને કોણે કેવી રીતે બચાવ્યો ? પેલી સોનેરી બાલવાળી મોટર હાંકનાર તરૂણી કોણ ? એ સખ્યાબધ શકમંદ ખુલાસા અહીં નહી કરતાં ક્વીન વિકટોરીયા સીનેમાની સ્ક્રીન તરફ ખેંચીયે છીએ, કેમ પસંદ છે ના ?

× × × ×

" તે ચાંદનીમાં ચંદ્રમુખી ઝરૂખે ઉભી હતી " છુપા ઇશારા સ્નેહમાં દેતી હતી લેતી હતી અને જાણે તે ઇસારાથી આકર્ષાઇ, ચંદ્રમુખીના સીસકારાથી લલચાઇ, મોરલીના નાદથી કાળો નાગ દોડયો આવે, તેમ એક કાળો આકાર તે ઝરૂખામાં ઉભેલી ચંદ્રમુખી બાળાને અંકમાં જીલવા કે પછી મધુરી ગુફતેગો કરવા પણ ઝરૂખાપર ચઢી આવ્યો ધસી આવ્યો.

કેમ ઓળખ્યો કે ? અરે હા, એ તો ચંદ્રને પણ શરમાવનારી સ્વરૂપવંતી મીસ મારગેરી હતી, જ્યારે બીજો પેલો આવનાર ગેબી મદદગાર કાળા બુરખાવાળો લારીંગ મારક પોતે હતો.

" કેમ બધું બરાબર છે, ના, હવે આ અરધો કાગળનો ટુકડો આજે ઉપાડી જાઉં તોજ આ ઘર લીગરના ભયમાંથી મુકત થાય " ભેદી બુરખાવાળાએ મારગેરીને ચુંબન લેતાં કહયું.

" બધું બરાબર છે, તેજોરીવાળા ઓરડાની ચાવી મારી પાસે છે, માટે ચાલો વખત ન ગુમાવો, જેને માટે લીગર માથાં પટકી રહયો છે તે જોખમ ભર્યો કાગળીયો હાલ તમેજ લઇ જાઓ

ક્યાંક સલામત જગાએ રાખો કેમકે મારા બાવાને " તમો દુસ્મન છો, " એવો વહેમ પડયો હોવાથી સીધી રીતે તે કાગળ તમારા હાથમાં નહી મુકે, " મારગેરીયે ધીમે અવાજે ખુલાસો કર્યો.

તે સાંભળી બેઠી બુરખાવાળો મુછમાં હસ્યો. " ચાલ આ પણ ગંભીર પ્રસંગમાં ગમ્મત કરવાનો સમય આવ્યો છે. એમ કહી તુરત—તે તેણીની સાથે પેલા તીજોરીવાળા ઓરડામાં ગયો, ને પેલો કીમતી અરધો પ્લાન ઊપાડી પોતાના અંદરના ખીસામાં સંભાળથી મુકયો ને પછી તે બંને ( મારગેરી ને લાફીંગ ) તીજોરીવાળા ઓરડામાંથી બહાર નીકળી લાયબ્રેરીના ઓરડામાં આવ્યાં ને જતાં જતાં લાફીંગે તેણીને પોતાના પાસામાં લીધી, કપોલ પર ક્રાસ કીધી, ને ખરેજ આ ચુંબન રંગમાં બિચારી મારગેરી ડેવીડને ભેવફા થતી હોય ને ભુલી જતી હોય એમ જણાયું.

પણ રંગમાં ભંગ પડયો ને મારગેરી તીજોરીવાળા ઓરડાનું અરધું ખુલ્લું રહી ગયેલું બારણું બંધ કરવા ગઇ ને લાફીંગ દરવાજા તરફ પીઠ દઇ તે મધુરી બાળાને વિચારતો હતો, એટલામાં પાછળથી યમરાજના કુહાડાના જેવો ચળકાટ મારતી એક ભયંકર છરી અરધા બીડેલા દરવાજામાંથી લાફીંગની પીઠપર પડતી જણાઇ ને મારગેરીનું ધ્યાન ખેંચાયું ને તેણીએ તાકીદે ફલાવરપોટ ઉંચકીને તે ચળકતી છરી લાફીંગની ગરદનમાં હુલાવતાં હાથપર માર્યું ને છરી નીચે પડી પણ તેજ પળે આ પાછળથી છરી મારનાર જાહેર થયો ને તેણે પોતાની પીસ્તોલ લાફીંગપર ફોડી.

" કોણ ! લીગર ? " લાફીંગે ગોળીમાંથી છટકી જતાં બુમ પાડી ને હા, તે લીગરજ હતો તે લાફીંગને પુઠે પુઠેજ આ ઘેરમાં ઝરૂખેથી દાખલ થયો હતો, ગરજવારે લાફીંગ પેલું કીમતી કાગળ લઇ નીકળ્યો તેવોજ તેને પુરો કરી નાંખવા આ બદમાશે કોશેશ કરી પણ પ્રયત્ન નીષ્ફળ થયો. એટલામાં પીસ્તોલનો અવાજ સાંભળી પોલીસને સર ગોલ્ડન ત્યાં દોડી આવ્યા.

લીગર એક બાજુ છુપાઈ ગયો જયારે લાફીંગ મારગેરી સથે પકડાઇ ગયો, પણ તેજ વખતે લાફીંગે " પોતે ગુન્હેગાર નથી પણ લીગર છે, " એમ કહી ખાત્રી કરી આપવા ખીસામાંથી પેલો અરધો કીમતી કાગળ કાઢયો પણ તેજ વખતે આ કાગળ જોઇ અરધ દીવાના જેવો બની ગયેલો છુપાયેલો લીગર ત્યાં દોડી આવ્યો ને પોલીસને લાફીંગને સાવધ થાય તેટલામાં તે કાગળ ઝુટવી મેલટ્રેનની માફક ત્યાંથી પસાર થઇ ગયો. અને તેથી આ એક ટ્રીક ગણી પોલીસોએ લાફીંગને ઊલટો લીગરનો મળતીઓ ગણી પકડયો હાથમાં બેડી ઠોકી તેનો બુરખો ઊંચો કરવા કોશેશ કરી પણ તેજ વખતે એક ભયંકર ભડાકો, થયો, આખું ઘર અષાઢ મહિનાના વાદળાના જેવા ધુંવાથી છવાઈ રહયું ને પછી શું થયું ? તે કવીન વિકટોરીઆના જીવ ધ્રુજાવનારા છતાં દીલ લલચાવનારા દેખાવોમાં કહેશે.

## પ્રકરણ ૨૯ મું.

"અફસોસ બહોત હો ગયા, નુકસાન હય મેરા,
"ઇસિ ફિક્રમેં દિલ બહોત, પરેશાન હય મેરા.

તે લોકોનાં ખુન કરી એકઠો કરેલો ખજાનો ગઈ રાતે ચોરાઇ ગયેલો જોઇ લીગર પોતાના સોબતીયો આગળ અફસોસથી બોલ્યો.

"હજુર, એમાં તે શું થયું ? ખજાનો લુંટાઇ ગયો તો વળી બીજો એકઠો થશે, સર સલામત તો પઘડીયા બહોત" તે સોબતીમાંના એકે દોઢ ડહાપણ વાપરી લીગરને ધીરજ આપતાં કહ્યું, પણ તે કહેવાતી સાથ નિરાશીની રાખમાં ભારેલો લીગરનો ક્રોધાગ્નિ સળગી ઉઠયો, ને "બેવકુફ, મારા લાખોના લુટાયેલા ખજાનાની ત્હારે મન કીમતજ નથી ? " એમ કહી કુતરો જેમ બીલાડાને વળગે

ગ્રંથી પકડી પીંખે તેમ તે મળતીયાને ગળામાંથી પકડી દાબ્યો, પીંખ્યો, ને લુંટાયેલા ખજાનાથી ચઢેલો ગુસ્સો તેનાપર ખાલી કર્યો.

મળતીયા પણ આખર એક બદમાશજ હતો, ને તેથી પથરે પથર ઘસાવાથી જેમ ચકમકનો અંગાર પ્રગટી નીકળે, તેમ તે મળતીયામાંથી પણ લીગરનો માર પડતાં ક્રોધની જ્વાળા ભભુકી ઉઠી, તેણે પણ ચીડાઇ સ્હામેજ હુમલો કર્યો, પરંતુ હાથીના સ્હામે મચ્છરના શા ભાર! તેમ લીગરની સ્હામે તે મળતીયો થયો, લાચાર,—એક સાગટો પ્રહાર કરી બિચારાને કાઢ્યો બહાર!

લીગરના મારથી, પોતાની હારથી દીલમાં ખાર લાવી તે મળતીયો બહાર આવી ઉભો, ને લીગરપર હવે કેવી રીતે કીનો લેવો, એ વિચાર તે કરતો હતો, એટલામાં તેજ બેઠા ઘરની પછવાડેથી એક જવાન સુંદરી નીકળી આવી, કે જેણીનો પુનમના ચંદ્ર જેવો મુખપટ કાળાં વાદળાંથી જેમ ચંદ્ર છવાયો હોય, તેમ કાળા બુરખાથી છવાયેલો હતો.

જાણે રાક્ષસને મોહપાશમાં બાંધવા ઇંદ્રની અપસરા આવી હોય, તેમ તે ખીલેલી જવાનીવાળી નવયૌવના લીગરથી અપમાન પામી બહાર નીકળેલા બદમાશ પાસે આવી, ને જાણે તેણીયે લીગર અને આ બદમાશ વચ્ચે થયેલી ટપાટપી અંતરીક્ષમાં છુપાઇ સાંભળી હોય, તેમ આવતાની સાથ કહ્યું "ફીકર નહી તને લીગરે કાઢી મુક્યો તો હું તને મદદ કરીશ, એટલુંજ નહી પણ જો તું એક મારૂં કામ કરીશ, તો લીગરના ચોરાયેલા ખજાનામાંથી અરધો હું તને આપીશ."

"શું ત્યારે લીગરનો ખજાનો ચોરનાર તમે છો?" જરા હેબતાઇ તે બદમાશે પુછ્યું.

"ચુપ, જરા શાન્તિથી બોલ. મ્હારી પાછળ આવ," તે હીમતવાન નાઝનીએ ટુંકમાંજ માર્મિક જવાબ આપતાં પોતાની પછવાડે આવવા કહ્યું, ને એક તાબેદાર ગુલામની માફક તે બદમાશ તેણીની પુઠે પુઠે ગયો.

આડા અવળા રસ્તા પસાર કરી તેઓ એક એકાંત ઘર આગળ આવી પહોંચ્યાં, ને આવતાંની સાથ તે સુંદરીયે એક છુપી ચાંપ દાબી કે તે ઘરનો દરવાજો ખુલ્લો થયો, બંનેએ અંદર પ્રવેશ કીધો, ને કંઇ પણ ભય વગર જાણે બાપીકી મીલકત દેખાડતી હોય, તેમ તે સ્ત્રીયે ત્યાં પડેલી લીગરના ખજાનાની પેટી બદમાશને દેખાડી.

"જોયો આ લાખોનો ખજાનો! બોલ, અંદરથી અરધો ભાગ જોઇએ છીયે?" પેટીની અંદરથી નોટ અને ઝવેરાતો દેખાડતાં તે કોમળાંગીયે આકરૂર જનને કહ્યું.

અહા! પૈસા દેખી કહેનું ચિતડું ન ચળે.

મોટા મહાત્માઓ પણ પૈસાથી પાપને સ્વીકારવા તૈયાર થઇ જાય, તો લીગરના આ સુંદરીયે ચોરેલા ખજાનામાંથી અરધો ભાગ સેજે મળતો જોઇ, હમણાજ લીગર સાથ મરાઇ બહાર પડેલો બદમાશ શું કામ આ માંગણી ન સ્વીકારે! ઘેર બેઠા લક્ષ્મી વરવા આવી ત્યારે મોઢું ધોવા જવાની ઢીલ કયો મુર્ખો કરે! તે લુચ્ચાએ તુર્ત શરત કબુલ કરતાં કહ્યું. "કહો, તમે મારી પાસથી કઇ જાતનું કામ કરાવા માંગો છો."

"તદન સ્હેલું છે, પરંતુ એ ખુબ યાદ રાખજે કે જરાપણ મ્હારી સાથે દગો રમાશે તો આ દુનિયાપરનું તારૂં ફરવું છેલ્લું છે, સમજ્યો ના." તે સુદરીયે હવે મકકમ અવાજ કાઢી કહ્યું.

"નહીં, નહીં, હું અને લીગર હવે મીત્રોને બદલે દુસ્મનના રૂપમાં ફેરવાયા છીયે, તેથી દગો થવા સંભવ નથી, કહો, જલદી કહો, તમારૂં શું કામ કરૂં?" જાણે પૈસો લેવાજ તેનું દીલ ઉતાવળમાં પડ્યું હોય, તેમ તે ફુટેલો બદમાશ બોલ્યો.

"મ્હને બેખીતવાર લીગરે કરેલા ગુન્હાનું ત્હારી સહી સાથનું સાંકળીયું (એકરારનામું) જોઇયે છીયે," તે બાઇયે કહ્યું.

"ઓહ! જરૂર, એમાં તે શું મોટી વાત છે, આજે દશ વાગતાં તમે તે કુંજ લતા પાસે આવો, મ્હારૂં રહેઠાણ ત્યાં નજદીક છે, હું લીગરે કરેલા ગુન્હાનો એકરાર લખી લાવી તમોને આપીશ," એમ કહી તે બદમાશ તે સુંદરતાની દેવીને નમન કરી ત્યાંથી ચાલી ગયો, કે આ ઓરતે ગોલ્ડનના ઘર તરફનો રસ્તો લીધો.

હાલમાં ગરમીની મોસમ શરૂ થવાની હોવાથી સર ગોલ્ડન દરિયાકીનારે આવી રહ્યો હતો, કે જ્યાં આગળ આવતાં મારગેરીને લઈ ગોલ્ડનને આ બેદી સુંદરીયે બગીચામાં ફરતો જોયો.

કેમકે મારગેરી ડેવીડ અને ગેબી બુરખાવાળા બંનેના ગુમ થવાથી હાલમાં ઉદાસ રહેતી હતી, મનને આનંદ આપનારી આ વસંતઋતુ કે જે વખતે—

> કુંજ લતા ન પ્રસન ભરે ફુલી. મુગ પરાગ ભરે પંખીયામે.
> કોકિલ બાગ સુહાગ ભરે અરૂ. ફાગન રાગ ભરે સખિયાંગે.
> કેસર કુંભ ગુલાબ ભરે હે, અબી ગુલાલ ભરે અંખિયોમે.
> આ ઉસાસ ઉદાસ ભરે અતિ, માશુક બૈઠ રહી દુખિયાંમે.

કુંજની લતાઓ પોતાના પ્રસુન ફુલો ભરે છે, ભમરાઓ પાંખોમાં સુગંધી પરાગને ભરે છે, બાગની અંદર કોયલો મીઠા અવાજ ભરે છે, સખીયો પોતાની સાહેલીયોની અંદર વસંત રાગ ભરે છે, લોકો કેશરના તથા ગુલાબજળના કુંભો ભરે છે ને આંખોમાં અબીલ ગુલાલ ભરે છે, તેવી રળીયામણી આશક માશુકને આલ્હાદ આપનારી વસંતઋતુમા ત્યારે મારગેરી માશુક દીલમાં શોકના ઉંડા નીસાસાભરી દૃખી બની બેઠી હતી, કે જેણીના [illegible] પિતાની નજર પડતાં તેણીની દીલગીરી ભુલાવાજ તે તેણીને અત્યારે બાગમાં ફરવા લઇ આવ્યો હતો, તેણીનાપર આ તરફ આવેલ બેદી સુંદરીની નજર પડી, ને તેણી ડરતી તેઓની નજદીક ગઈ.

હું ગેબી મદદગારની મીત્ર છઉં, ને તે ગેબી શખસ પર આવેલું ખોટું તોહમત દુર કરવને તમોને ખાત્રી કરાવવા હું અત્રે આવી છઉ" ગોલ્ડનની પોતાના પર નજર પડતાં તે સ્ત્રીએ ઉતાવળથી કહયું.

"તું કેવી રીતે અમારી ખાત્રી કરી આપશે?" ગોલ્ડને આશ્ચર્ય પામી પૂછ્યું.

તમે દશ વાગે પેલા નાકાપરના મકાનમાં આવો, ત્યાં હું તમોને સંપુર્ણ સાબીતીઓ આપીશ." તેણીએ કહયુ.

ગોલ્ડનને વિશ્વાસ ન આવ્યો પણ મારગેરીના આગ્રહવાથી કબુલ કર્યું. એટલે તેણી ગઇ, હવે થોડીવારમાંજ દશ વાગ્યા, ને સર ગોલ્ડન મારગેરી સાથ ને નાકાપરના એકાંત ઘેરમાં આવી પહોંચ્યો, પણ આવતાંની સાથ તેણે શું જોયું? સામેથી પેલી બુરખાવાળી સ્ત્રીની પુંઠે લીગર ને તેના મળતીયાઓને ધસી આવતા જોયા, તેઓ આ ઘર તરફજ આવતાં હતાં.

"નક્કી દગો" ગોલ્ડને પુકાર્યું પણ ખરી વાત શું તે હવે ક્વીન વિકટોરીયા સીનેમા કહેશે.

## પ્રકરણ ૩૦ મું.

> " છાઇ ખુશાલી સર્વમાં આજે અતી આનંદની,
> " વળી મારગેરી મુખની શોભા બની જયમ ચંદની.

અને ખરેજ મધુરી માશુકના આનંદની તો અવધી હતી, તેણી બેદી સ્ત્રીના રૂપમાંથી પ્રગટ થયેલા વ્હાલા ડવીડને જોઇ હરખાતી હતી, દીલથી ઓછી ઓછી થઇ જતી હતી, કેમકે તે "અધ

અક્કરણની સુંદર નવ યૌવના બીજી કોઇ નહિ પણ લીગરનો ખજાનો ચોરી એના મદદગારને નિર્દોષ સાબીત કરવા જનાર સેક્રેટરી ડેવીડ મેનલી પોતેજ હતો

ડેવીડ અત્યારે સઘળા સમક્ષ પોતે કબ્રસ્તાનમાંથી કેમ બચ્યો, ને પછી ઓરતનો વેશ ધરી લીગરનો ખજાનો ઉઠાવી તેના મળતીયાને કેમ ફોડયો, ને પછી તે મળતીયો એ કરારનામાનો કાગળ લખી આપતો હતો, એટલામાં લીગરે આવી તેનું ખુન કેવી રીતે કર્યું, એ સઘળી વાતનો ખુલાસો કરતો હતો.

ખરેખેર ડેવીડે ઓરતનો વેશ લઇ કમાલ કરી હતી ને આવા કટોકટના મામલામાં પણ લીગરની પીસ્તોલથી મુવેલા તે બદમાશનું એ કરારનામું તે ઉપાડી આવ્યો હતો. જો કે લીગરને તેના જોડીયા તેની પાછળ દોડયા હતા પણ આ સુંદરી બનેલો સેક્રેટરી અજબ યુક્તથી તેઓને છેતરી આ મુજબ સહીસલામત લીગરના ખજાના સાથ તે સઘળાની વચ્ચે આવી ઉભો.

હવે પોલીસોને બોલાવવામાં આવ્યા, ને લીગરનો ખજાનો તેઓને સોંપવામાં આવ્યો, પણ પોલીસોએ હાલમાં આ ખજાનો ગોલ્ડનનીજ તીજોરીમાં મુકાવા કહયું, ને તેથી તુર્ત ડેવીડે બાગમાં કામ કરી રહેલા એક બુઢા માળીને તેમજ એક નોકરને આ ખજાનાની પેટી આપી મારગેરીના ઓરડામાં મોકલ્યા ને પેટીને તીજોરીમાં મુકી દેવાનું કહેવાડયું.

થોડીવારમાંજ ત્યાં પેટી ઉંચકી ગયેલા માળીને આવતો જોઇ ડેવીડે કહયું " કેમ ખજાનાની પેટી મીસ મારગેરીને બરાબર સોંપી કે, ? "

" શું કહો છો ? કેવો ખજાનો ! ને કેવી પેટી ! હું તો કંઇ વળી જાણતો નથી, હું તો હમણાંજ ઘેરથી ચાલ્યો આવું છું. " તે બુઢા માણસે કહયું.

" પણ ત્યારે હમણા ખજાનાની પેટી ઉંચકી ગયો તે કોણ ? " ગોલ્ડને આશ્ચર્યથી બુમ પાડી કહયું, પણ ડેવીડ તો ખરા માળીનો આ ખુલાસો સાંભળતાંજ પોલીસોને લઇ મારગેરીના ઓરડામાં દોડયો, તો હાય ? અફસોસ ! ખજાનાની પેટી સાથ મારગેરી ગુમ થઇ હતી, ને પેટી ઉંચકી આવેલા બીજા નોકરની લાશ જમીન પર પડી હતી.

નક્કી આ દગાખોર લીગરનાંજ પરાક્રમ છે, એમ કહી ડેવીડ તે ઓરડાની ચારે દીશા તપાસી વળ્યો, તો એક ચીમનીમાંથી રસ્તો કરી લુચ્ચાઓ પસાર થયેલા માલુમ પડયા, સઘળી નીશાનીઓ જોતાં પાછળ દોડયો તો લીગર ને તેના મળતીયાઓને ખજાનાની પેટી અને બાંધેલી મારગેરી સાથ એક હોડીમાં કુદી પડતા જોયા.

આખી ટોળી બીજી હોડીમાં તેની પાછળ પડી, પણ બદમાશો સામે કીનારે ઉતરી રેલ્વે લાઇન પર પડેલી એક લારીસ પર સ્વાર થઇ નાઠા, આખી ટોળી મોટર લઇ લાઇનની બાજુને રસ્તે દોડવા લાગી, બદમાશોએ જોયું કે કદાચ મોટર આપણને પકડી લેશે. ત્યારે તે ઝનુની છેડાયેલા બદમાશોએ મારગેરીનું કાટલું કાઢી નાંખવા તૈયારી કરી, ને સામેથી એક્ષપ્રેસ ટ્રેનને દોડી આવતી જોઇ, મારગેરીને બાજુની લાઇનના પાટાપર ફેંકી દીધી, કે જેથી સામેથી આવતી ટ્રેન નીચે બંધાયેલી મારગેરી ચકડાઇ ચુરો થાય ?

અને, ઓ ! ટ્રેન આવી પહોંચી, મારગેરી મૃત્યુના મુખમાં જઇ પહોંચી, હાય હવે શું થશે ? મોટર તો ઘણે દુર છે ? કોણ બચાવશે ? પણ અહા ! જુઓ સામેથી પેલો બેદી ઘુરખાવાળો આવે !

## પ્રકરણ ૩૧–૩૨ મું.

સારી પયસેકી બહાર, પયસેસે કારોબાર
પયસેકા પ્યાર, સબ પયસેકા તાબેદાર

જ્યાં હવસનો બન્દો લીગર પણ પૈસાનો ગુલામ હોય, તેમાં શું આશ્ચર્ય, તેણે આખરે મેળવેલો ખજાનો મોતના મામલા વચ્ચે હાથ કર્યો, ને પેલી લારીમાંથી ઉતરી એક જંગલમાં છુપાવ્યો હતો, ત્યાંથી તે ખજાનો લઇ આવવા પોતાના વોટસ અને ટેમ્બી નામના જંગલમાં રાખેલા બે ગોઠી આપર ચીઠી આપી એક નોકરને રવાને કર્યો.

તે નોકર, તે ભયંકર જંગલમાં આવી પહોંચ્યો, ચોતરફથી ઝાડની ઘટાથી છવાયેલા જંગલમાંથી આવી એક કબર શોધી કાઢી, કે જ્યાંથી નીશાની લઇ તે બદમાશ નોકરને આગળ વધવાનું. લીગરે ફરમાન કર્યું હતું. ને તેથી તે કબરની નીશાની વાંચતો તે નોકર ઉભો હતો, એટલામાં માખી પર જેમ કરોળીયો ઝડપ મારે, તેમ તેના પર એક અજાણ્યો આકાર તુટી પડ્યો, ને તેના હાથમાંનો કાગળ ઝુટવી લીધો, કે જેમા ખજાનો કયાં છુપાવેલો છે, એ લીગરે લખ્યું હતું.

બદમાશ સાવધ થઇ તે એકાએક પોતાના પર તુટી પડેલા શખ્સની સામે થયો, ને તેને બરાબર જોઇ ઓળખતાંજ તેના મોઢાંમાથી એક ચીસ નીકળી ગઇ. કોણ લાફીંગ માસ્ક ?—ને હા, તે લાફીંગ માસ્કજ હતો. તેણે મજબુતીથી ને બદમાશને ગળામાંથી પકડયો, પણ એજ ક્ષણે બે પારાધીયો આવી બાજને પકડે, તેમ પાળથી બે શખ્સોએ આવી બુરખા વાળા લાફીંગને દબાવી દીધો, તેના હાથમાથી પેલો કાગળ પડી ગયો.

ને એકાએક આવી લાફીંગને દબાવનારા પેલા જંગલમાં રહેલા લીગરના મળતીયા મી. વોટસ ને ટેમ્બી હતા, તેઓ વચ્ચે એક ભયંકર મારામારી થઇ, બુરખાવાળા લાફીંગ સાથે ટેમ્બી હાથોહાથ આવી ગયો, ને તેણે બુરખાવાળાને પટકી તેની છાતી પર ચઢી બેસતાં પોતાના બને જોડીયાને કહ્યું દોડો, પેલો હવામાં ઉડી જતો કાગળ લઇ લ્યો, ફીકર નહી, હું એકલોજ આ દુશ્મનને પેલી જહાંનમાં મોકલી આપું છું.

ટેમ્બીની તાકાતપર પેલા બંનેને વિશ્વાસ હોવાથી તેઓ પેલો હવામા ઉડતો કાગળ લેવા દોડ્યા; પરંતુ એવામાં સામેથી એક જુવાન છોકરી ઘોડો દોડાવતી આવી ને દોડતે ઘોડેજ વાંકી વળી પેલો જરૂરી કાગળ ઉપાડી ઘોડો દોડાવી મુકયો, બદમાશો તો અજાયબીમાંજ એક બીજાનું મોઢું ટીકતા રહયા.

વાંચનાર આ અદ્ભુત સાહસ કરનાર છોકરી તેં ઓળખી કે ! હા ઓળખીજ હશે, તેણી, મારગેરી હતી, તે અત્યારે પોતાના મા બાપની રજા લઇ જંગલમા ઘોડાપર ફરવા આવી હતી આજે તેણી કંઇક વધુ ખુશાલીમા, કંઇક આનંદના તરંગો કરતી ફરતી હતી, કેમકે તેણીના બાપ અને માતા વચ્ચે આજે નહિ વર્ણવી રાખી શકાય એવો બનાવ બન્યો હતો, ને એકાંતમાં એકબીજાની ખતા દરગુજર કરી, અગાઉના પ્યારને યાદ કરી, એકબીજાના સ્નેહમાં તણાયેલા તે બંને વ્હાલાંઓ ( મારગેરીની માતા ને બાપ ) વચ્ચે:—

"ત્રેવીશ વર્ષ મહીં અનેક વીત્યાં"
"વીતી અનેક દુઃખનીય પરંપરા ત્યાં"

ને તે સઘળાનું વિસ્મરણ કરી આજે તે જીગરથી જુદાં થયેલા અખંડ જીવડાંઓ સ્નેહની સાંકળથી ફરી જોડાતાં:—

પ્રેમી મળે તેમ મળ્યાં દિલ એ ફરી બે,
જીંદગી સુધી હવે વિખુટાં પડે તે.

× × × ×

કંઇ ચુંબનોના સીલથી સુરક્ષ કરતાં સ્નેહને,
આલીંગને નિજ જીવ સાથે એક કરતાં દેહને.

ને મારગેરીએ જોયું, ને તેણીએ દોડી જઇ તે પ્યારમાં તલ્લીન બનેલાં માબાપો વચ્ચે જઇ જાણે આ સ્નેહનું પોતે મધ્ય બિંદુ હોય. તેમ વચ્ચે ઉભા રહી ગઇ, તેણી ઘણી ખુશીથી ઉછળી, તે અરધી ઉમ્મરે રસિકની અટારીએ ચઢતાં માબાપને ગળે વળગી પડી, ને જાણે તેઓને આ સંપ માટે છુપી મુબારકબાદી આપતી હોય તેમ બંનેને એકેક ચુંબન કર્યું.

મોટી ઉમ્મરના માબાપ જુવાન દીકરીના આવવાથી સેજ સરમાયાં, પણ આનંદની અવધિમાં અવિવેક વિવેકમાં લેખાયો, ને તેઓએ બીજી વાતપર આવતાં "મારગેરી બેટી કઇ તરફ સીધાવે છે." કરી પુછયું.

મારગેરીએ ખુશાલીનો ઉભરો સેજ શમતાં "હું ફરવા જઉં છું" એમ જણાવી લાડ કરતી માબાપોની વચ્ચેજ ઉભી, પણ એટલામાં ખાસદારે આવી ઘોડો તૈયાર હોવાનું જણાવ્યું, ને તેથી મારગેરી હસતી માબાપની રજા લઇ ઘોડાપર ફરવા નીકળી, છતાં આખે રસ્તે તેણી માબાપ વચ્ચે અંતરની ખટક નીકળી જઇ સંધાએલા સ્નેહનાંજ ખુશતરંગો કરતી હતી, એટલામાં તેણીનું ધ્યાન પેલા ઉડતા કાગળપર પડયું, ને તે લેવા લીગરના મળતીયાઓને દોડતા દેખી તેણીએ પોતેજ ઘોડો દપટાવી કાગળ ઊપાડી લીધો.

તે મારતે ઘોડે કાગળ લઇ રસ્તાપર આવી, કે જ્યાં એક મોટર તેણીના જોવામાં આવી, તેણી ચમકી, કેમકે તે મોટર લાર્કીંગ માસ્કની મોટર તરીકે તેણીએ ઓળખી, તે બે ઘડી સ્તબ્ધ બની મોટર આગળ ઉભી રહી. એટલામાં જંગલમાંથી દોડતો લાર્કીંગ ત્યાં આવતો જણાયો, તેનો ડાબો હાથ જખ્મમાએલો હતો, કેમકે તે બદમાશ-ટેમ્મીને મારવા જતાં ટેમ્મીના પીસ્તોલે તેનો હાથ વીંધી નાંખ્યો હતો. છતાં તે ટેમ્મીને મારી આ તરફ નહાસી આવ્યો હતો.

તે ભેદી પુરૂષ મારગેરીને મોટર આગળ ઉભેલી જોઇ પહેલાં તો એકદમ આશ્ચર્ય પામ્યો પણ જ્યારે મારગેરીએ ખુલાસો કરી પેલો ખજાનાની નીશાનીવાળો કાગળ તેની સામે ધર્યો ત્યારે તે પણ બે ઘડી મારગેરીની હીંમતપર આફરીન થયો.

"ઠીક કર્યું" મીસ મારગેરી, જાઓ એ કાગળ તમારા બાપના સેક્રેટરી મી. ડેવીડને આપજો" તે ભેદી બુરખાવાળાએ કહયું, ને તે સાંભળી મારગેરીએ આશ્ચર્યથી તેના સામું જોઇ કંઇક બોલવા કર્યું. પણ લાર્કીંગ નાકપર આંગળી મુકી તેણીને ચુપ કરીને તુર્ત પોતે મોટરમાં બેસી છુપડી ગયો.

મારગેરી પેલો કાગળ લઇ ઘેર આવી પહોંચી, ના જણાયું કે વળી પોલીસ ડીટેકટીવો લાર્કીંગની તલ્લાસ કરવા સર ગોલ્ડનને ત્યાં આવી પહોંચ્યાં હતાં, છતાં મારગેરી અંદર દોડી ગઇ, ને જણાવ્યું કે, "લાર્કીંગનો ડાબો હાથ લીગરના માણસો સાથની ઝપાઝપીમાં ઘાયલ થવાથી, તેણે આ ચીઠી સેક્રેટરી ડેવીડને આપી ખજાનો લઇ આવવા ફરમાવ્યું છે."

હજુ તેણી આ શબ્દો બોલી પેલી ચીઠી દેખાડે, ને પોલીસ તેપર ધ્યાન પુગાડે, એટલામાંજ ડેવીડ ડાબા હાથપર પાટો બાંધી ત્યાં રજુ થયો. કે જેના ડાબા હાથપર ઝખમ જોતા પોલીસ ડીટે-

ડેવીડ ચોંકયો, તેણે એકદમ પોતાનો શક સાબીત થતો જોયો, ને તે પોલીસે ડેવીડ આગળ દોડી જઈ એકદમ પુછયું, "તારો હાથ શ્યાથી ઘાયલ થયો ?"

"મ્હારી પીસ્તોલ સાફ કરતાં ઉંધી ફુટવાથી હું ઘાયલ થયો" ડેવીડે દરિયાના જેવા ગંભીર પેટથી શાન્ત રહી જણાવ્યું.

"બીલકુલ જુઠું, તુંજ પોતે લાફીંગ મારક છે, જેની વધુ સાબીતીમાં જો, આ લાફીંગ મારકના કપડામાંથી અમોએ હાથ કરેલું બટન છે, કે જે બટન અત્યારે તેં પહેરેલા ડગલામાંનુંજ તુટેલું બટન છે" પોલીસે ગરમ થઇ તે નિર્દોશ સેક્રેટરીના હાથમાં બેડી પહેરાવી દેતાં કહયું.

"અરે, અરે, એક મોટો અરેરાટ સઘળે વ્યાપી રહયો, ગોલ્ડન સેક્રેટરીનો બચાવ કરે, તે પહેલાં તો આજે તે ડાબા હાથપર ઘાયલ થયો, તે બનાવ, ને બીજો પેલો બટનનો પુરાવો, એ બેથી બસ, લાફીંગ મારક ડેવીડજ છે, એમ સાબીત કરી પોલીસોએ તેને બેડી ઠોકી કેદ કર્યો, પણ તેજ વખતે ઘરના ખુણામાંથી અવાજ આવ્યો. "ખામોશ, ડેવીડ લાફીંગ મારક નથી, પણ લાફીંગ મારક હું પોતે અહીં તમારી સામે મોજુદ છઉં, પોલીસો ચમકયા, ને ચમકેલી દ્રષ્ટીએ ઉંચું જોયું તો હાથમાં પીસ્તોલ સાથે કાળો બુરખાવાળો લાફીંગ મારક સ્હામેના ખુણામાં ચપળતાથી ઉભો હતો, કે જે પુકારીને કહેતો હતો, કે ડેવીડના ઓરડામાં છુપાવા જતાં એ ડેવીડનું તુટેલું બટન ગફલતીથી મ્હારા કપડામાં આવી ગયું હતું, કે જે ન્હાસભાગમાં પડી જતાં તમારા હાથમાં આવ્યું છે.

પોલીસ આ સાંભળી બે ઘડી સ્તબ્ધ થયાં, પણ પછી તુર્તજ તેઓ સઘળા તેને પકડવા દોડયા, ને ફકત ડેવીડને મારગેરી આશ્ચર્યથી એક બીજાની સ્હામે જોતાં અહી એકલાં ઉભાં.

"ગયે અઠવાડીયે તો લાફીંગ તરીકે તેં મ્હારી સામે રજુ થઇ ચહેરો દેખાડી જણાવ્યું હતું, કે લાફીંગ મારક હું છું, તો આ બીજો લાફીંગ મારક કયાંથી નીકળ્યો, ડેવીડ ?" મારગેરીએ ડેવીડને ગયા અઠવાડીયાનો બનાવ યાદ કરી જરા ગુસ્સાથી પુછયું.

"હા, મ્હને ખબર પડી કે તું લાફીંગ મારકને ચાહે છે, તેથી હું કબ્રસ્તાનમાંથી બચ્યા પછી લાફીંગ બન્યો, ફકત ત્હારો પ્યાર જીતવા ખાતરજ," ડેવીડે ટુંકમાંજ ખરો ખુલાસો કર્યો.

"ડેવીડ, તેં મ્હને છેતરી છે, હવે હું તને કદી ચાહી શકનાર નથી, બસ, હવે ખરા લાફીંગનેજ હું ચાહીશ," કહી, ડેવીડની ગમે તેટલી કાકલુદી છતાં તે મધુરી માશક છણકો કરી ત્યાંથી ચાલી ગઈ, ને પેલો નાઠેલો લાફીંગ મારક હાથ નહી આવવાથી વીલેવદને પાછા ફરેલા પોલીસોએ આ સંજોગનો ભાગ બનેલા ડેવીડને બેડીથી છુટો કર્યો ને સઘળા ડેવીડને ત્યાંજ મુકી સર ગોલ્ડન સાથ પેલી ચીઠીમાં જણાવ્યા મુજબની જગ્યાએ ખજાનો હાથ કરવા દોડયા.

તે સઘળી પાર્ટી તે ભયંકર જંગલમાં આવી પહોંચી, ને ચીઠીમાં જણાવેલી કબરથી નજદીકના તળાવ પાસે જઇ ત્યાંથી બાર ફુટને છેટે આવેલા ભોંયરામાંથી ખજાનો લેવા તેઓ આગળ વધ્યા, એટલામાં પોતાની અગાઉ પહોંચી ગયેલા લીગરના મળતીયાને ખજાનો લઈ ભોંયરામાંથી બહાર નીકળતાં સઘળાઓએ જોયો. કેમકે લીગરે પેલી ચીઠી મારગેરીના હાથમાં જવાની મી. વોટસને મોઢેથી વાત સાંભળી તુર્ત એક બીજા માણસને ખજાનો લેવા દોડાવ્યો હતો, હવે તુર્ત તેઓ સઘળા (ગોલ્ડન ને પોલીસ પાર્ટી) એક બાજુ છુપાઇ ગયા, ને જેવો તે બદમાશ નજદીક આવ્યો, કે એકદમ પોલીસો તેનાપર તુટી પડયા, ને તેને પકડી લીધો.

આ બદમાશને પકડી પોલીસને ગોલ્ડન તેની પાસની ખજાનાથી ભરેલી મોટી હેન્ડબેગ પોતાને હસ્તક લે એ પહેલાં તો ન્હાસો, ન્હાસો નહિ તો ઠાર થાશો, કહી બુમ પાડતા સેક્રેટરી ડેવીડને તે ખડકપરની ઢોળાવવાળી ટેકરીપરથી ગબડી આવતો જોયો.

એકજ પળમાં ટેકરીના ઢોળાવપરથી ગબડતો ડેવીડ ત્યાં આવી પહોંચ્યો, ને એક હોવાની માફક સઘળાને ઘસડી દશ બાર વાર દુરની જગ્યાપર લઇ ગયો, ને હજુ તે કાંઇક ખુલાસો કરે, એટલામાં તો જાણે ધરતીકંપ થતો હોય, તેમ પહાડની કરણ જમીન ધ્રુજાવતો એક મોટો ભયંકર રાક્ષસી મોટો પથ્થર (શલ્યા) જે જગ્યાએ પહેલાં આ પાર્ટિ ઉભી હતી, ત્યાંજ આવી પડ્યો, ને તે ભારી પથ્થર નીચેની કાળમીંઢ ખડકની ફુટપાથપર પડતાં પથ્થરની કણીઓ આગના તનખા માફક ઉડી, ને એજ વખતે બધાના મોઢામાંથી "ઓહ, ગોડ," કરીને બુમ નીકળી ગઈ, ને જ્યારે ડેવીડને મોઢેથી તેઓએ સાંભળ્યું કે, આ ભયંકર કામ લીગરનું હતું. ત્યારે પોલીસોએ પણ ડેવીડનો ઉપકાર માન્યો, જ્યારે મારગેરીને તો આ અહીં ક્યાંથી એજ બાબત આશ્ચર્ય થયું.

આમ આશ્ચર્યને આભારની લાગણીઓ અન્યોઅન્યની પ્રદર્શીત થાય, એટલામાં તો એક પોલીસે પેલા લીગરના બદમાશ નોકરને ખજાના સાથ ન્હાસતાં જોયો, કે જેને આ ન્હાસભાગની ગરબડમાં સામી બાજુપર એકજ પોલીસના પહેરાતળે મુકવામાં આવ્યો હતો, પરંતુ તે બદમાશે પોલીસને પટકી, ચલતી પકડી, ને તે તરફ ગોલ્ડન ને એક બીજા પોલીસનું ધ્યાન ખેંચાયું.

"પકડો, પકડો, કરી તેઓ સઘળા તે શયતાન પાછળ દોડયા, પણ તે ચાલાક ચોરે નજદીક ઉભેલા ઇન્જીનપર ચઢી જઇ, ઇન્જીનીયર ને આગવાળો નીચે સીગાર પીતા ઉભા હતા, એ તકનો લાભ લેઇ ઇન્જીન દોડાવી મુકયું—પછી શું થયું? ખજાનાનું પોકીટ કહોને સ્વાધીન થયું? તે તમોને કૅાન વીકટોરીઆ સીનેમા જરૂર કહેશે.



છાપનાર—રતિલાલ દુર્લભદાસ.
છાપવાનું ઠે.—શ્રી "રાહેર" પ્રીન્ટીંગ પ્રેસ ભાગાતળાવ સુરત.
પ્રસીદ્ધ કરનાર—હુશૈન ઇબ્રાહીમ અચ્છા માલેક કવીન વીક્ટોરીઆ સુરત,
પ્રસીદ્ધ કરવાનું ઠે૦—૮.૧૨ નજીક પોલીસ લેન પાસે—સુરત.